આજના અંકનો વધારો.

# શ્રી રોગ ચિકિત્સા.


સંપાદક,

ડૉકટર અંબાલાલ છગનલાલ શાસ્ત્રી.

ખંભાત.



પ્રકાશક,

પ્રદર વિનાશક ઑફિસ તરફથી

શા નંદકીશોર હરીલાલ.

ખંભાત

આવૃત્તિ ૨ જી    પ્રત ૫૦૦૦    સને ૧૯૧૫





અમદાવાદ—પાનકોરના નાકે સુડીઓળમાં નંબર ૪૨૯૪
મનહર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપ્યું.

મફત.

## મોતને સરણે સૂવેલા દરદીઓને જીવન આપનાર

## સંગ્રહણીનો કટ્ટો શત્રુ.

# પંચામૃત પર્પટી.

સંગ્રહણી એ મહાન્ ભયંકર વ્યાધિ છે. આ દરદમાંથી મુક્ત થવા ઘણા માણસો અનેક પ્રકારની દવાઓ કરી, પુષ્કળ પૈસા ગુમાવે છે, છતાં પણ જોઈએ તેવો સારો ફાયદો થતો નથી. હમારી બનાવેલી **પંચામૃત પર્પટી** ગમે તેવા અસાધ્ય સંગ્રહણીને ટુંક મુદતમાં સારો ફાયદો કરે છે. મુંબાઈના પાણીની અસર જેને થઈ હોય છે, તેને આ દવા ચમત્કારીક અસર કરે છે. સંગ્રહણીમાં પાણી જેવા ઝાડા થતા હોય, જળસ અથવા લોહી પડતું હોય અથવા પંદર વીસ વખત ઝાડે જવું પડતું હોય તો આ દવા વાપરવાથી એકદમ ફાયદો થાય છે. સ્પ્રુના રોગ માટે આ દવા સર્વોત્તમ છે. અરુચિ, મંદાગ્નિ, ઉલટી, અર્શ, ગુલ્મ, વાતરોગ, જીર્ણજ્વર આદિ રોગો ઉપર આ દવા અત્યુત્તમ ગુણ કરે છે. કિંમત તોલા ૧ ના રૂ. ૫—૦—૦

અનુપાન—મધ—પીપર અગર સાકર માખણમાં માત્રા—રતિ ૧ થી ૪

પ્રદર વિનાશક ઓફીસ

ખંભાત. (ગુજરાત.)

# સાચા મોતીનો સુરમો.



પ્રત્યેક મનુષ્યને આંખ એક અમૂલ્ય રત્ન છે. શરીરના બીજા અવયવો કરતાં આંખનું રક્ષણ કરવાની ખાસ અગત્ય છે. આ જગતમાં આંખ વગર દરેક જગાએ અંધારૂંજ છે. આપણામાં કેહેવત છે કે "આંખ વિના અંધારૂં" તે અક્ષરશઃ સત્ય છે. આંખ એક નાનામાં નાની વસ્તુ છે, છતાં સમગ્ર શરીરમાં તે સર્વોપરિ અવયવ છે. તે એક કીંમતી જવાહીરજ છે, માટે તેનું રક્ષણ કરવાની પ્રત્યેક મનુષ્યની ફરજ છે.

આ સુરમો આંખમાં આજવાથી આંખની ઝાંખ, ઝામર, પાણીનું ઝરવું, ફુલુ, પરવાળાં, ખીલ, ખટકો દુખવા આવવું આંજણી, જાળા બંધાવાં, ગરમી, રતાશ, ચીપડા થવા, પાંપણોનું ખરી જવું તથા ચોટી જવું, કીડ, અંજાઈ જવું તથા બીજા વિકારથી થતાં આખના અસખ્ય દરદો મટે છે. અતિશય ધુમાડાથી, બહુ વાંચવાથી, ઉજાગરાથી, સખત તાપમાં ફરવાથી આખ લાલ થાય છે, અથવા ઝાખ મારે છે. તે ઉપર આ સુરમો સારામાં સારી અસર કરે છે. આ સુરમો રોગી, નિરોગી, વાંચક વર્ગ તથા ભરત ગુથણનું ઝીણું કામ કરનારને માટે. સર્વોત્તમ છે કીમત શીશી ૧ તોલાના રૂ. ૨—૦—૦

# ફોટાના ભાવે સુંદર છબીઓ.

---

**તમારા વ્હાલાઓ અને વડીલોની એક કાયમની યાદગીરી.**

તમારા નાના ફોટા ઉપરથી ચોખ્ખા બ્રોમાઇડ ૨૦ ઇંચ લાંબી અને ૧૬ ઇંચ પહોળાઇના સુંદર કામો અમો થોડા વખત માટેજ હજુ માત્ર ૨ાા (અઢી) રૂપીયામાં બનાવી આપીશું તે સાથે (૧) તમારાજ ચહેરાનું લોકેટ ચાર્મ મનપસંદ રંગોથી રંગેલું, સુંદર સોનેરી ફ્રેમ સાથનું તેમજ (૨) શ્રી કૃષ્ણનું લોકેટ ચાર્મ પીન સાથેનું તેવા બે લોકેટ ચાર્મ તદ્દન મફત આપીશું.

( ટીપ—પારસીભાઇઓને શ્રી કૃષ્ણના લોકેટ ચાર્મને બદલે પેગમ્બર જરથોસ્ત સાહેબનું લોકેટ ચાર્મ મળશે )

૧૬"×૨૦"ના બ્રોમાઇડ ફિનિશીંગ સાથે રૂ. ૪-૦-૦

૧૬"×૨૦"ના મનપસંદ વોટર કલરના રૂ. ૭-૦-૦

તાકીદે તમારો સારો ફોટો (છબી) નીચલે ઠેકાણે રૂ. ૨ાા સાથે મોકલો અને ઉંચા કામના ભાવ માટે લખો.


ભગત—જે. એમ. (માસ્તર)

મેનેજર—શ્રી ભકત ફોટો એન્લાર્જીંગ કું.

ઠે. કૃષ્ણ પોળ—ખંભાત. (ગુજરાત)


તા. ક. પત્રવ્યવહાર માટે અડધા આનાની ટીકીટ બીડવી.

# પ્રસ્તાવના.

ફુંક મારવાથી ઉડી જાય એવા આ નાનકડા પુસ્તકની પ્રસ્તાવના લખવા બેસીએ તો તેના જેવડું બીજું પુસ્તક બની જાય, પરંતુ અનેક સંજોગોને લીધે અત્રે અવકાશ ન હોવાથી તત્સંબંધી મારા વિચારો ટુંકામાંજ દર્શાવુ છુ.

અર્વાચીન સમયમાં ભારતવર્ષમા વિદ્યા, હુન્નર, ઉદ્યોગ, સુધારો અને વૈદકજ્ઞાન દિન પ્રતિદીન વધતુ જાય છે, પરતુ, તે સાથે નવા નવા પ્રકારના રોગો પણ વધતાજ જાય છે. પ્રાચીન સમયમાં સ્ત્રીઓ શરીરે જેવી સશક્ત, રૂષ્ટપુષ્ટ અને નિરોગી હતી, તેવી હાલમાં જવલ્લેજ જોવામા આવે છે. સ્ત્રીઓ શરીરે અશક્ત અને રોગી હોવાથી તેમની પ્રજા પણ અશકત, નિર્માલ્ય અને રોગીષ્ટ થાય છે આનુ કારણ એજ છે કે, આપણી સ્ત્રી પોતાના શરીરનુ સરક્ષણ કેવી રીતે કરવુ જોઇએ, તે બરાબર જાણુતી નથી. પ્રાચીન કાળમા સ્ત્રીઓ વિદ્વાન, ભણેલી ગણેલી હોવાથી વૈદકશાસ્ત્રમા સ્ત્રીઓને વર્તવા માટે વિવેચન કરવામા આવ્યું છે તે સારી રીતે સમજતી હતી તથા તે પ્રમાણે વર્તતી હતી. આને પરિણામે તેઓ શરીરે રૂષ્ટપુષ્ટ હતી અને તેમનાં બાળકો પણ તેવાંજ રૂષ્ટપુષ્ટ અને સશક્ત હતા. અર્વાચીન સમયમાં સ્ત્રીઓ પોતાનાં કપડાલત્તાં ઉપર જેટલુ ધ્યાન આપે છે તેટલું પોતાના શરીરના રક્ષણ માટે આપતી નથી; તેથીજ, તેઓની શારીરીક સ્થીતિ સારી નથી, તથા ભિન્ન ભિન્ન પ્રકારના ભયકર દરદોથી પીડાય છે

સ્ત્રીઓની શારીરીક સ્થીતિ સુધારવા તથા તેઓને કેવા કેવા રોગો શા કારણથી ઉત્પન્ન થાય છે, તથા, કેવા કેવા ઉપચારોથી તે મટે છે તે સબંધી વિવેચન આ નાનકડા પુસ્તકમાં કરવામાં આવ્યું છે. આશા છે કે મારી સુજ્ઞ બ્હેનો, તેને સંપૂર્ણ વાંચી પોતાનું શરીર સુધારવા પ્રયત્ન કરશે

પ્રજાવર્ગના ઘણા માણસો આ પુસ્તકનો લાભ લઇ શકે તે માટે આ પુસ્તકનું મૂલ્ય રાખવામાં આવ્યું નથી. ટપાલ ખર્ચનો એક આનો મોકલવાથી આ પુસ્તક મફત મોકલવામાં આવે છે

અમારી ઓફીસ તરફથી સ્ત્રીઓના ગુહ્ય દરદો માટે પ્રદર વિનાશક નામની દવા પ્રસિદ્ધિ કરવામાં આવી છે. આ ઔષધની અકસીર અસરથી એનેજ પ્રધાનપણે વાપરનાર વિવિધ દેશ નિવાસી સજ્જનોના જે અભિપ્રાયો મળેલા છે તેમાંથી થોડા આ પુસ્તકમાં જાહેર કર્યા છે. ( સ્થળ સંકોચને લીધે બાકી રહેલા અભિપ્રાયો હવે પછી પ્રસિદ્ધ કરીશું ) તે પરથી આ દવા કેટલી સારી છે તે વાંચક વર્ગને સમજાશે

વાચક વર્ગને આ પુસ્તક યથાર્થ વાંચી, મનન કરી તથા તેના દરેક વિષય ઉપર દ્રષ્ટિ ખેંચીને વાંચવાની અમારી ખાસ પ્રાર્થનાછે.

અંતમાં પ્રભુ પ્રત્યે અમારી પ્રાર્થના છે કે તે પરમ કૃપાળુ પરમાત્મા સર્વને નિરોગી બનાવે. ઇત્યોમ્

પ્રદરવિનાશક ઓફીસ
ખંભાત. } સંપાદક

# સ્ત્રી રોગ ચિકિત્સા.

## પ્રકરણ ૧.

નારીથી નર નીપજે, નારી નરની ખાણ,
નારીથી પેદા થયા, ધ્રુવ પ્રહ્લાદ સમાન.

**સ્ત્રીની મહત્તા:**—પરમકૃપાળુ પરમાત્માની આ સૃષ્ટિમાં પ્રત્યેક વસ્તુ સજોડ જોવામા આવે છે પશુવર્ગ, મનુષ્યવર્ગ આદિ સર્વ વર્ગમા સ્ત્રી અને પુરૂષ એવી જોડી જણાય છે આવી વિજાતીય સૃષ્ટિ રચવાનો મુખ્ય ઉદ્દેશ મંડળની વૃદ્ધિ સિવાય બીજો માલુમ પડતો નથી. સ્ત્રી પોષક શક્તિ છે, પુરૂષ ઉત્પાદક શક્તિ છે. આ બન્ને શક્તિઓ સિવાય સૃષ્ટિકાર્ય બરાબર થઇ શકતુ નથી. ઇશ્વર પોતે પણ એ શક્તિ વિના જગત્ રચી શકતો નથી, એમ પુરાણોમા કથન કરેલું છે. પુરૂષ અને પ્રકૃતિ, માયા અને પરમાત્મા વિગેરે રૂપે આ બે શક્તિઓ જણાય છે. આ બન્ને શક્તિઓ એક બીજાને આધારે પોતપોતાનુ કાર્ય કરે જાય છે. એક વિના બીજી કેવળ નિરૂપયોગી થઇ પડે છે. એક એકનુ અર્ધાંગ છે જેમ શરીરનો એકાદ અવયવ બગડયો હોય અથવા તો નાશ પામ્યો હોય, તો, તેનુ કાર્ય બીજો કોઇ પણ અવયવ બરાબર રીતે કરી શકતો નથી, તેમજ પુરૂષનું અર્ધું અંગ સ્ત્રી જો રોગી હોય અથવા ન હોય તો, તેના કાર્યો તે કરી શકતો નથી. અર્થાત્ સંસારરૂપી રથચક્ર ચલાવી શકતો નથી; આટલા

માટેજ આપણા રૂષિમુનીઓ કહી ગયા છે કે—" **न गृहं गृह मित्याहु गृहिणी गृह मुच्यते** " ઘર એ ઘર નથી પરતું સ્ત્રીજ ખરં ઘર છે.

સ્ત્રી એ ઘરરૂપી રાજ્યની રાણી છે. ઘરને સ્વચ્છ રાખવુ. સુઘડતા રાખવી, પોતાની, પોતાના પતિની તેમજ બાળકોની આરોગ્યતા રાખવાનુ તેમજ સાચવવાનું કામ મુખ્યત્વે કરીને સ્ત્રીનુંજ છે. પુરૂષોથી આ કાર્ય થઇ શકતુંજ નથી.

આ ઉપરથી આપણને પ્રતીત થાય છે કે, સસાર સાગરમા વિચરતા મનુષ્યરૂપી વહાણનો ખરો સુકાની સ્ત્રીજ છે આ સસારમા સ્ત્રી વિના પુરૂષનું અસ્તિત્વ ઝેર સમાન કડવું થઇ પડે છે જગતમા સ્ત્રી સર્વોપરિ છે એમ કહીએ તો પણ ચાલે. સ્ત્રીના સુખ જેવુ બીજુ એકે સુખ નથી, અને તેજ પ્રમાણે સ્ત્રીના દુઃખ જેવુ બીજું મહાન દુઃખ આ સસારમા એકે નથી.

**સ્ત્રીઓની પ્રાચીન અર્વાચીન સ્થીતિ** —પ્રાચીન સમયના રૂષિમુનીઓ સ્ત્રીઓને ગૃહદેવી સમજતા; સ્ત્રી પુરૂષનું અર્ધું અંગ છે એમ માની તેમની સંભાળ લેતા હતા તેને પરિણામે તેઓ શરીરે સશક્ત અને સપૂર્ણ આરોગ્યતાવાળી હતી અર્વાચીન સમયમાં તેવી માન્યતા ઘણે અશે દુર થઇ છે સ્ત્રી પગનુ ખાસડુ છે, સ્ત્રી પુરૂષની દાસી છે, એ મન્યતાને લીધે તેમની જોઇતી સંભાળ લેવામાં આવતી નથી; અને તેથીજ આજની સ્ત્રીઓ તથા તેમની સંતતિ શરીરે અશક્ત, નિસ્તેજ, પંડરોગી, ફીક્કી, હીમાયલી તેમજ ગર્ભસ્થાનના ઘણા પ્રકારના રોગોથી પીડાતી જોઇએ છીએ, સ્ત્રીઓ આવી રોગીષ્ટ હોવાથી આપણે પણ સસાર સુખનો લ્હાવો બરાબર લઇ શકતા નથી. અતએવ સર્વ મનુષ્યોએ પોતાની સ્ત્રીઓની ખાસ સંભાળ

લેવાની જરૂર છે. સ્ત્રીઓના ગુહ્ય દરદો કેવા કેવા કારણોથી ઉત્પન્ન થાય છે તથા કેવા ઉપચારોથી તે મટે છે તે સંબંધી ઉલ્લેખ આ લઘુ પુસ્તકમાં કરવામા આવ્યો છે. સુજ્ઞ બહેનો તથા ભાઇઓ તે લક્ષ દઇ વાચશે એવી વિજ્ઞપ્તિ છે.

---

## પ્રકરણ ૨.

---

### આરોગ્યતા.

શરીરે સુખી તો, સુખી સર્વ વાતે;
શરીરે દુખી તો, દુખી છે સદા તે.

આરોગ્યતા ઇશ્વરી બક્ષીસ છે. જન્મથી જેનું શરીર નિરોગી છે તે ખરેખરો સુખી છે. જે રોગાગ્રસ્ત છે તેને પોતાનું શરીર ભારરૂપ લાગે છે. રોગી શરીરે રાજ્ય ગાદી તથા રાજ્યના અન્ય સુખો ભોગવવા કરતા નિરોગી શરીરે એક ઝુપડામા રહેવુ અતિ ઉત્તમ છે. જાપાન, અમેરિકા અને ઇંગ્લાડના મનુષ્યો પોતાના શરીરનું રક્ષણ કરવું એ પોતાની મહાન ફરજ સમજે છે, અને તેને લીધેજ તેઓ આપણા કરતાં બળમા, બુદ્ધિમા, ધૈર્યમાં, જ્ઞાનમાં અને સંપત્તિમા ચઢીયાતા છે. આપણા પ્રાચીન ઋષિમુનીઓ જેઓ પોતાના ધર્મ અને જ્ઞાનને માટે સર્વ પ્રજા કરતાં ઉત્તમ ગણાય છે, જેઓ પોતાના શરીર કરતાં ધર્મને ઉત્તમ માનતા હતા તેઓ પણ લખે છે કે.—

**शरीर माद्यं खलु धर्मसाधनम्**

" ધર્મ પાલન કરવા માટે શરીરનુ પ્રથમ રક્ષણ કરવુ જોઇએ. "

તેમના આ સિદ્ધાંતને લીધેજ તેઓ સર્વ પ્રજા કરતાં શારીરિક

અને આત્મિક બળમાં ચઢીયાતા હતા. આજ મહા મંત્રને લીધે તેમના યશોગાન હજુ પણુ ગવાઇ રહ્યા છે. આ જ દિવ્ય મંત્રે અખિલ જગતમાં ભારતવર્ષની પ્રજા, બળ, બુદ્ધિ, ધૈર્ય, જ્ઞાન આદિ સર્વ સદ્‌ગુણોમાં સર્વોપરિ છે એવું એકી અવાજે કબુલ કરાવ્યુ છે. પરંતુ હાય ! શોક સાથે જણુાવવું પડે છે કે આપણા પ્રાચીન ઋષિમુનીઓના આ ઉત્તમ સિદ્ધાંત ભૂલી જવાથી આપણે આપણું બળ, જ્ઞાન, બુદ્ધિ, ધૈર્ય, ઉત્તમતા અને આરોગ્યતા ગુમાવી છે, અને " શરીરે દુઃખી તો દુઃખી છે સદા તે " એ કથનાનુસાર સર્વ પ્રકારે દુઃખી થયા છીએ.

શરીર નિરોગી રાખવા માટે એક વિદ્વાન લેખક જણાવે છે કે મિતાહાર, ખુલ્લી હવા, તબીયતને અનુકુળ કસરત અને થોડી ફીકર એટલે કે અણુધારી ઉપાધિ અને નકામી હાય હાયથી દુર રહેવું એ તંદુરસ્તીના સાધન છે. કીંગસ્લી નામનો એક વિદ્વાન લખે છે કે.—

Knowledge of sanitary laws saves health and life.

"આરોગ્ય વિદ્યાના કાનુનના જ્ઞાનથી તંદુરસ્તી જળવાય છે અને જીંદગી વધે છે."

આ ઉપરથી આપણી ખાત્રી થાય છે કે ધર્મ અર્થ કામ મોક્ષ આદિ સર્વને માટે આરોગ્યતાની ખાસ જરૂર છે.

જ્યા સુધી શરીર સમ્પતિ સારી હોય ત્યાં સુધી બધું સારૂં છે, પરંતુ તંદુરસ્તીમાં કાંઇ બિગાડ થયો, તો, તેથી જીંદગીની કિમ્મત ઘટે છે, અને સુખના સાધનો કમી થાય છે. શારીરીક શાસ્ત્રના નિયમથી વિરૂદ્ધ ચાલીને માણસથી વધારે કામ થઇ શકતું નથી અને કદાપિ જો તે પ્રમાણે તે કરે તો તેથી શરીર કથલી જવાનો અથવા હમેશને માટે કાંઇ રોગ પેસવાનો સંભવ રહે છે, તંદુરસ્તી સાચવવા માટે સ્વચ્છતાની

ઘણીજ અગત્ય છે. સ્વચ્છતા ન રાખવાથી ખસ, ગડ ગુમડ વીગેરે ત્વચાના રોગો થાય છે માટે પ્રત્યેક સ્ત્રીઓએ સ્વચ્છતા રાખવી. એક કવિ કહે છે કે:—

સ્વચ્છતા સુખનું મુળ છે, સ્વચ્છતા મોટી ચીજ,
આરોગ્ય ઉત્તમ રાખવા, એજ અનુપમ બીજ.

Cleanliness is next to godliness.

"દેવતાઇ પવિત્રતાથી બીજે દરજ્જે સ્વચ્છતા છે."

આ ઉપરથી આપણી ખાત્રી થાય છે કે આરોગ્યતા માટે આપણે સ્વચ્છતા રાખવાની ખાસ જરૂર છે.

આરોગ્યતા માટે સ્વચ્છતાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર આહાર વિહારમા નિયમસર થવાની છે પ્રકૃતિને માફક આવે તેવો ખોરાક લેવો. ખરાબ, સડેલો, દુર્ગંધીવાળો ખોરાક ખાવાથી પ્રકૃતિ બગડે છે, માટે તેવા ખોરાક ન લેવાની પુરતી સભાળ રાખવી.

શરીરની આરોગ્યતાને માટે કસરતની પણ ખાસ જરૂર છે, માટે સ્ત્રીઓએ પોતાના ગજા પ્રમાણે કસરત કરવી. કસરત કરવી તેનો ભાવાર્થ એવો નથી કે કસરતશાળામાં જઇ મગદળ ફેરવવા કે કુસ્તી કરવી; પરંતુ, શરીરને સારી રીતે હલન ચાલન મળે તેવા ગૃહકાર્યો કરવા

પ્રત્યેક સ્ત્રીએ લક્ષમાં રાખવું કે તદુરસ્તી એજ સ્ત્રીની ખરી ખુબસુરતી છે. સારૂ રૂધિરાભિસરણ (Blood circulation) ગુલાબી ચહેરો, પરવાળા જેવા હોઠ, દાડમની કળી જેવા દાત, તેજદાર આંખ અને મનોહરગતિ એ સઘળુ તદુરસ્તીને લીધેજ છે સ્વચ્છતા, મિતાહાર, કસરત અને ખુલ્લી હવામા રહેવાથી આ સઘળુ મેળવી શકાય છે.

સ્ત્રીના મનની ખુબી કરતા શરીરની ખૂબી મનુષ્ય માત્રને પ્રથમ આકર્ષે છે એ સ્વભાવિક નિયમ છે. આજ કારણને લીધે કોઇપણ માણુસ સ્ત્રી પસંદ કરતી વખતે તેના બહારના સ્વરૂપનો જેટલો વિચાર કરે છે તેટલો વિચાર તેના મનની ખુબીનો કરતો નથી; માટે મારી વ્હાલી બહેનો ! જો તમો તમારા પતિને વહાલા થવા ચહાતા હો, જો તમો તમારો સસાર સુખમય કરવા ઇચ્છતા હો, તો પ્રથમ તમારી આરોગ્યતા ઉપર લક્ષ આપો આપણામાં કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યા" આ કહેવતને તમારા હૃદય પટ પર રાખી તમારી આરોગ્યતા જળવાય તેવા પ્રયાસો કરશો.

આરોગ્યના નહિ જાળવવાથી કેવા કેવા ભયકર જીવલેણ દરદો થાય છે તે સંબધી આ પુસ્તકમાં જે વિવેચન કરવામા આવ્યું છે તે લક્ષ પૂર્વક વાંચી તે પ્રમાણે વર્તન કરી **धर्मार्थ काम मोक्षाणा मारोग्य मूलमुत्तमम** ધર્મ અર્થ કામ અને મોક્ષ આ સર્વ પદાર્થોનુ મૂળ કારણુ આરોગ્ય ( રોગરહિત શરીર ) છે એ મહાન્ સૂત્રનો ચરિતાર્થ કરશો એવી આશા છે.

---

## પ્રકરણ ૩

---

થતી વ્યાધિ મટાડવી, ખરે પડે છે સહેલ,
પણ પછીથી મટતી નથી, જે છે ખરે વધેલ.
( Prevention is better than cure. )

દરદને થયા પછી મટાડવુ તેના કરતા તે ન થવા દેવુ એ સર્વોત્તમ છે.

સ્ત્રી અને પુરૂષના ખાનાપાનાદિ વ્યવહાર એકજ પ્રકારના હોવા છતાં બન્નેના જીવન જુદા જુદા પ્રકારના છે સ્ત્રીઓમાં પુરૂષોના કરતાં લજ્જા ( શરમ ) સ્વભાવિક રીતે વિશેષ હોય છે. આ શરમને આધીન થઇને તેઓ કેટલાંક દરદો શરૂઆતથી જણાવતી નથી. પરંતુ જ્યારે તે દરદો વધવા માંડે છે ત્યારે પણ, તેમનો શરમાળ સ્વભાવ તેમને પોતાના પતિ પાસે પણ તે કહેતાં અટકાવે છે. આનું પરિણામ ઘણુંજ ખોટું આવે છે. શરૂઆતમાં જે દરદ મટાડવું ઘણું સહેલુ હોય છે, તે પાછળથી અત્યંત વધી ગયા પછી, અસાધ્ય ( ન મટે તેવું ) થાય છે, અથવા તો કષ્ટસાધ્ય ( મહા મહેનતે મટે તેવું ) થાય છે. તેથી શરીરની સલામતી તથા આરોગ્યતાને માટે ગેરવ્યાજબી શરમાળપણું ત્યાગ કરવાની જરૂર છે.

શરમ એ સ્ત્રી જાતિનુ અમૂલ્ય આભૂષણ અને સર્વોત્તમ શૃંગાર છે. તેનુ રક્ષણ કરવું એ પ્રત્યેક સ્ત્રીની ફરજ છે. પરંતુ હદથી વધારે શરમ રાખી પોતાના શરીરને થતું નુકશાન સહન કરવું એ ઘણુ ખોટું છે, માટે એવે સમયે એવો શરમાળ સ્વભાવ છોડી દેવો સર્વોતમ છે.

સ્ત્રીઓ સુકુમાર અને દયાળુ હોય છે, તેઓ બીજાનું દુખ દેખી શકતી નથી. પારકાનું દુઃખ દેખી તેઓ દુખી થાય છે, પરંતુ શરમને આધીન થઇ પોતાનું દુઃખ તેઓ ધીરજથી સહન કરે છે. પુરૂષ પોતાને ગમે તેવો રોગ થાય કે તરતજ કોઇ વૈદ હકીમ કે ડાકટરની પાસે જઇ પોતાની હકીકત નિવેદન કરી સારામાંસારી દવા લે છે, અને રોગ મુક્ત થાય છે, પણ સ્ત્રીઓ શરમને લીધે તેમ કરી શકતી નથી. તેમની આવી શરમને લીધે તેમના સગાં, વ્હાલાં તથા વડીલો તેમની

સ્થીતિ જાણી શકતાં નથી તથા ઔષધોપચાર કરી શકતાં નથી. વળી તેઓ પરાધીન હોવાથી કોઇને પોતાનું દુઃખ સ્પષ્ટ રીતે કહી શકતી નથી. તેમની સ્થીતિ ઘણી દયાજનક છે. પ્રત્યેક પુરૂષે તેમનાપર દયા રાખવાની જરૂર છે. તેઓ બળરહિત અબળા છે, તેમના ઉપરજ આપણા સંસારના સુખ દુઃખનો આધાર છે. અતએવ તેમને નિરોગી તથા સુખી કરવા એ પ્રત્યેક પુરૂષનું કર્તવ્ય છે. સ્ત્રી શરીરે સુખી હશે તોજ તેના બાળકો આરોગ્ય, શક્તિવાન અને સુખી થશે માટે જો તમારે નિરોગી રુષ્ટપુષ્ટ બાળકોની ઇચ્છા હોય તો સ્ત્રીઓને નિરોગી બનાવો. નિરોગી સ્ત્રી એ સંસાર સુખનું સાધન છે.

---

## પ્રકરણ ૪.

---

રજોદર્શન (અટકાવ અથવા દસ્તાન)—ગર્ભસ્થાનની બારીક નસોમાંથી દર માસે નીકળતા લોહીને રૂતુ ( અટકાવ ) કહે છે. અટકાવ એ સ્ત્રીઓને ગર્ભ ધારણ કરવા યોગ્ય બનાવનારી શક્તિ છે. જ્યારે સ્ત્રીઓ યુવાનીમાં આવે છે, ત્યારે, તેના શરીરના સઘળા અવયવો પરિપકવ થાય છે; અને ગર્ભ ધારણ કરવાની સાધારણ શક્તિ આવે છે. સ્ત્રીઓને રજોદર્શન કેટલી ઉમરે થવું જોઇએ તેનો કોઇ ચોક્કસ નિયમ નથી દેશ, હવા અને સંગત ઉપર તેનો આધાર છે. શ્રીમંતવર્ગ, સારા મસાલાદાર ખોરાક ખાનાર તથા શૃંગારી વાતોમાં વિશેષ રસ લેનારને અટકાવ વહેલો આવે છે. મહેનતુ, ગામડામા રહેનાર અને શૃંગારીક વાતોથી દુર રહેનારને તે મોડો આવે છે, સામાન્ય રીતે રજોદર્શન પ્રાપ્ત થવાનો સમય બારથી સોળ વર્ષની અંદર છે, અને તે

ઘણે ભાગે પીસતાલીશ વર્ષની વયે અથવા તે પછી બંધ થાય છે. અટકાવ ત્રણથી પાંચ દીવસ સુધી દેખાવ દે છે અને તે દર માસે આવે છે. અટકાવ આવતાં પહેલાં કમરમાં દુખાવો થાય છે, પેડુમા કળતર થાય છે, સુસ્તી આવે છે. કામ કરતાં થાક લાગે છે, સુઇ રહેવાનુ મન થાય છે, સ્તન ભારે લાગે છે તથા તેમા દુખાવો થાય છે. એક અટકાવ આવ્યાના દિવસથી બીજો અટકાવ આવવા સુધીનો વચલો વખત એકંદર અઠાવીસ દીવસ ગણાય છે. પરંતુ તેમા પણ બહુ ફેરફાર જણાય છે. વધારેમાં વધારે ત્રણ મહિના અને ઓછામા ઓછો દોઢ મહિનો તે બંધ રહેતું માલમ પડે છે

રજોદર્શન (અટકાવ) યોગ્ય ઉમરે થવુંજ જોઇએ, તેમ ન થાય તો હીસ્ટીરીઆ વીગેરે દરદો ઉત્પન્ન થાય છે. ઘણી સ્ત્રીઓને અટકાવ વખતે અત્યંત પીડા થાય છે અથવા તો અનિયમિત આવે છે આવી સ્ત્રીઓને ગર્ભ રહેતો નથી. અને કદી રહે છે તો પણ પૂર્ણ મહિના ( પ્રસવનો વખત ) થતા સુધી આબાદ રહેવો બહુ કઠિન છે. કેટલીક સ્ત્રીઓ અટકાવને અટકાવવા દવા વગેરે કરે છે તેથી કેટલીક વખત ગર્ભસ્થાનમા સોજો વીગેરે આવે છે તથા બીજા કેટલાક દરદો ઉત્પન્ન થાય છે માટે સમજુ સ્ત્રીઓએ ઋતુસ્રાવ (અટકાવ) અટકાવવો નહિ

**નિરોગી આર્તવ.** ( શુદ્ધ અટકાવ )—સસલાના લોહી જેવુ લાલ, લાખના રંગ જેવુ, વસ્ત્રપર પડવાથી ધોતા ડાઘ ન રહે, પરપોટા વગરનું, દાહ, શુલ અથવા કોઇ પણ પ્રકારની પીડા વગર આવે તથા નિયમ પ્રમાણે આવે, ઘણો વધારે તથા ઘણો થોડો નહિ એવો મધ્યમ આવે તે શુદ્ધ અટકાવ સમજવો. મેલું, ફીક્કું ગંધાતુ દસ્તાન (અટકાવ) ગર્ભ ધારણ કરવાના કામમા નથી આવતુ. ગર્ભાધાન કરનારાં સ્ત્રીપુરૂપને દસ્તાન સંબંધી આ વાત લક્ષમા રાખવાની જરૂર છે.

યુવાન સ્ત્રીઓને પરિપક્વ વયમા આવ્યા પહેલાં અથવા તો શારીરિક પ્રકૃતિ સારી ન હોય એવા સમયમાં સંસારમાં નાંખવાના હાનિકારક રીવાજથી સ્ત્રીઓનો મોટો ભાગ દરતાનના કંટાળા ભરેલા રોગોથી પીડાય છે. અટકાવ વખતે જે નિયમો પાળવા જોઇએ તે નિયમો ન પાળવાથી રૂતુ સંબંધી બધા રોગો ઉત્પન્ન થાય છે. રજોદર્શન (અટકાવ) વખતે કયા નિયમો પાળવા જોઇએ તે સંબંધમાં આપણા વૈદક ગ્રંથકર્તાઓ જણાવે છે કે—અટકાવ સમયે સ્ત્રીઓએ બ્રહ્મચર્ય પાળવુ, દિવસની નિદ્રા ત્યાગ કરવી, આંખમાં અંજન, અશ્રુપાત, સ્નાન, નખછેદન, દોડવુ, બહુ બોલવુ, બહુ સાંભળવુ, પવનનુ સેવન, બહુ મહેનત એ આદિ ક્રિયાઓ ન કરવી કારણ રજોદર્શન (અટકાવ) વખતે સુવાથી ગર્ભ રહે તે અતિ નિદ્રાવાળો, આંજવાથી અંધ, રોવાથી વિકારયુકત દ્રષ્ટિવાળો, સ્નાન કરવાથી દુઃખી સ્વભાવવાળો, તેલ ચોપડવાથી કોઢીઓ, નખછેદનથી ખરાબ નખવાળો, દોડવાથી ચંચળ પ્રકૃતિવાળો થાય છે. હસવાથી બાળકના હોઠ, દાંત, તાળવુ, જીભ કાળા રંગના થાય છે. બહુ બોલવાથી બાળક પ્રલાપી, અત્યંત સાંભળવાથી બહેરો, જમીન ખોતરવાથી આળસુ, પવનના સેવનથી તથા મહેનતથી હીન અંગવાળુ બાળક થાય છે. માટે આ નિયમો પ્રમાણે દરેક સ્ત્રીએ વર્તવુ જોઇએ વળી રૂતુમતી સ્ત્રીએ તીખા તમતમા ખોરાક ખાવા નહી તથા ગુસ્સો કરવો નહિ. છાતી પર બહુ તંગ કપડાં પહેરવા નહિ, તેમજ કમર કે પેઢુ ઉપર દબાણ થવા દેવુ નહીં. આ નિયમો પ્રમાણે વર્તવાથી શારીરિક તથા માનસિક સ્વસ્થતા સારી રહે છે. અટકાવ વખતે બેદરકાર રહેવાથી અસંખ્ય રોગના ભોગ થઇ હેરાન થવું પડે છે એટલુંજ નહિ પરન્તુ ભવિષ્યની સંતતિપણ હમેશાને

માટે દુર્બળ, રોગિષ્ટ અને દુઃખી પેદા થાય છે.

આપણા હિંદુ સંસારમાં સ્ત્રીઓમાં અજ્ઞાનતા વિશેષ હોવાથી કોઇ પણ સ્ત્રીઓ આ નિયમો પાળતી નથી તેમજ પોતાની બાળકીઓને પળાવતી નથી. કેટલીક સ્ત્રીઓ અજ્ઞાનતાને લીધે અટકાવ બંધ કરવા માટે ઉંટવૈદું કરે છે તેથી પણ ઘણા રોગો ઉત્પન્ન થાય છે. કાચી ઉમરમાં શૃંગારી વાતો સાંભળવાથી, અપક્વ સ્થિતિમાં ગર્ભાશય ઉશ્કેરાઇ જાય છે ને અટકાવ વહેલો આવે છે તેથી અટકાવના ઘણા રોગો ઉત્પન્ન થાય છે. ગર્ભ રહ્યા પછી યોગ્ય સંભાળ ન રાખવાથી અથવા કસુવાવડ થવાથી પણ આર્તવ રોગ થાય છે. ગર્ભસ્થાનની કોઇ પણ વિકૃતિ આર્તવ રોગનુ કારણ છે

આર્તવ રોગમા ત્રણ મુખ્ય પ્રકારો છે.

૧ નષ્ટાર્તવ. ( અટકાવનું બંધ થવુ )

૨ પીડિતાર્તવ ( અટકાવ ઘણી પીડા સાથે આવવો. )

૩ અત્યાર્તવ (અટકાવ જોઇએ તે કરતા વિશેષ આવવો લોહીવા )

આ ત્રણે રોગ સંબંધી વિશેષ વિવેચન હવેના પ્રકરણુમા કરવામાં આવશે.

---

## પ્રકરણ ૫



નષ્ટાર્તવ (amenorrhoea) એટલે અટકાવ ન આવવો તે.

આ રોગ અવયવની સ્વાભાવિક ખામી, યોનિમાર્ગનો સંકોચ અથવા પ્રતિબંધ, કમળના મુખનુ બંધ હોવુ, સ્ત્રી અંડની અલ્પતા વીગેરે કારણોથી થાય છે.

અટકાવ ન આવવાથી શરીર ફીકાશ મારે છે, સુકાય છે. હાથ પગ ને મો પર સોથર આવે છે, કેડોમાં દુખાવો થાય છે, કમર ફાટે છે, માથું દુખે છે, પ્રદર ( નબળાઇ ) વહે છે, હૃદય ધબકે છે, થોડાક શ્રમથી પણ શ્વાસ ચડે છે, ભૂખ બરાબર લાગતી નથી, માટી મરડીયા ઠીકરા વીગેરે ખાવાની ઇચ્છા થાય છે, મોઢા ઉપર ખીલ ગડગુમડ વીગેરે થાય છે, શરીરના અવયવો બરાબર ખીલતા નથી, શરીર દીન પ્રતિદિન ઘસાતું જાય છે અને તે પીળું અથવા કાળુ પડે છે અને ધીમે ધીમે આ રોગ અસાધ્ય થઇ જીવ લે છે.

ઉપાય—પ્રદર વિનાશક આ રોગને માટે સર્વોત્તમ દવા છે. દરરોજ સવારમા એકજ વખત બે વાલપુર દવા મધ અથવા થોડા દુધ સાથે એક માસ સુધી લેવાથી ગમે તવો નષ્ટાર્તવનો રોગ તદ્દન નાબુદ થાય છે આ દવા સ્વાદિષ્ટ છે તેમજ તે લેવામા બીલકુલ કંટાળો આવે તેવી નથી

પરહેજી—આ દવા ખાતાસુધી બ્રહ્મચર્ય રાખવાથી તેમજ ખટાશ ન ખાવાથી અત્યુત્તમ ફાયદો થાય છે.

પીડિતાર્તવ-( Dysmenorrhoea ) અત્યંત પીડા સાથે અટકાવનું આવવુ તે.

આ રોગ શારીરિક તથા માનસિક નાજુકાઇ, ગર્ભસ્થાનનો વરમ, ગર્ભસ્થાનનુ ખસવું, ગર્ભસ્થાનમાં લોહીનો જમાવ, કમળ મુખનો સંકોચ વીગેરે કારણોથી ઉત્પન્ન થાય છે.

આ દરદમાં પેઢુના નીચેના ભાગમાં સખ્ત દુખાવો થાય છે, ડાબા પડખામાં વેદના, પગની તોડ, ચુક, ફાટ, ઉલટી, મોળ, અરુચિ, મરડો, વારવાર પેસાબની હાજત, હીરટીરીઆ વીગેરે ચિન્હો થાય

છે, તથા પેડુમાં ગાંઠના જેવો દેખાવ થાય છે, અટકાવ વધતો કે ઓછો આવે છે, અથવા બંધ પડે છે ને પાછો આવે છે

આ દરદમા વેદના અટકાવ આવતા પહેલાં બે ત્રણ દીવસથી શરૂ થાય છે અને તે પાંચ છ દીવસ સુધી રહે છે. વેદના એવી તો સખત હોય છે કે સ્ત્રીઓ દુ:ખને લીધે આમ તેમ આળોટે છે, ઉંઘ આવતી નથી અને દુ:ખ ન સહન થવાથી ઘણી બુમો મારે છે.

પ્રદર વિનાશક દરરોજ રાત્રે ભા બે તાલપુર મધ અથવા થોડા દુધ સાથે લેવાથી ગમે તેવા સખ્ત દુખાવા મટે છે તથા અટકાવ નિયમિત આવે છે એક માસ સુધી નિયમિત લેવાથી ગમે તેવો જુનો રોગ મટી જાય છ ને અટકાવ દરમાસે કોઇ પણ પ્રકારની પીડા વગર નિયમિત આવે છે આ દવા ખાતાં સુધો ખટાશ, મરચુ, તેલ વીગરે પદાર્થો ન ખાવા તથા બ્રહ્મચર્ય પાળવુ.

અતિઆર્તવ—(Menorrhagia) આ દરદ રક્ત પ્રદર અથવા લોહીવાને નામે ઓળખાય છે

સામાન્ય રીતે અટકાવ ત્રણથી ચાર દિવસ સુધી આવે છે, દરેક વખતે દશથી પદર રૂપિઆભાર લાગી વહે છે, તેથી વધારે પડે અથવા ઝરેલુ લોહી જામી જાય અને તેને બદલે ઢેફાં જેવા લોચા આ રોગમા પડે છે

આ દરદ શરીરના બીજા વ્યાધિ જેવા કે યકૃત (Liver) રક્તાશય (Heart) તથા ફેફસાના વ્યાધિને લીધે, પાંડુરોગ, ગરમી, ગરમ ખોરાક, ગર્ભાશયની ગાંઠ અથવા મસા, ગર્ભાશયનુ ખસવું, ગર્ભઅંડ અને કમળમુખનો સોજો, છોડ અથવા સુવાવડ વખતે રહી ગયેલો બિગાડ અને વિશેષ સંસારસુખને લીધે ઉત્પન્ન થાય છે.

આ રોગમાં શરીર ખાલી પડે છે. ફીક્કું પડે છે, શ્વાસ ચડે છે, ચોથર ચઢે છે; ઉલટી, મંદાગ્નિ, મનની વ્યાકુળતા, કબજીયાત, ફેર વાગેરે દરદો થાય છે.

આ દરદમાં પ્રદરવિનાશક લગભગ પંદર દિવસ લેવાથી આ દરદ મટી જઈ રૂતુ નિયમિત થાય છે તથા ગર્ભાશયના સમગ્ર રોગો મટાડી ગર્ભ ધારણ કરવા લાયક બનાવે છે.

આ દવાનું સેવન કરતા સુધી ખટાશ, તેલ, ગ ળ્યુ વીગેરે ખાવુ નહીં તથા આરામ લેવો દવા બે વાલપુર દીવસમા બે વખત સવાર સાંજ મધ અથવા થોડા દુધમા મીલાવી લેવી જુના અને હઠીલા દરદોમાં દવા એક માસ સુધી આપવાથી ઘણોજ સારો ફાયદો થાય છે.

---

## પ્રકરણ ૬.

---

### ગર્ભાશયના દરદો.

ગર્ભાશય વરમ ( metrites ) સુવાવડની વિકૃતિથી, અટકાવ નિયમિત ન આવવાથી, શરદીથી, અટકાવ વખતે અતિશ્રમ કરવાથી તેમજ અતિશય વિષયાશક્તિથી ગર્ભાશયમા સોજો આવે છે તથા સખ્ત દુખાવો થાય છે કેટલીક વખત તાવ આવે છે, ઝડો તથા પેસાબની કબજીયત થાય છે અટકાવ આવે છે ને પ્રદર [ નબળાઈ] પણ બહુ જાય છે. વરમ જીર્ણ થયા પછી ગ્રંથી, રસોળી, મસા વીગેરે થાય છે આ વરમને લીધે કમળમુખ બંધ થાય છે. ને ગર્ભ રહી શકતો નથી તેમજ કેટલીક વખત રૂતુ પણ અંદર ભરાઇ રહી પીડા કરે છે.

**પ્રદરવિનાશક** ગર્ભાશયના વરમ ઉપર અક્સીર દવા છે એમ સાબીત થઇ ચુક્યુ છે. ઘણી મીડવાઇફો તેમજ ડાક્ટરોએ તેની અજમાયશ કરી ગર્ભાશયના વરમ માટે તે સર્વોત્તમ દવા છે એવું સાબીત કરી આપ્યુ છે.

દરરોજ સવારમા બે વાલપુર **પ્રદરવિનાશક** થોડા દુધ સાથે અથવા મધ સાથે લેવાથી અટકાવ નિયમીત આવી વરમનો નાશ થાય છે તથા ગર્ભાશય રોગ રહિત થાય છે. આ દવા લેતાં સુધી ખટાશ તેલ મરચુ આદિ ગરમ ખોરાક ન ખાવા, સાદો હલકો ખોરાક લેવો તથા દુધનો વિશેષ ઉપયોગ કરવો તથા બ્રહ્મચર્ય પાળવું.

**કમળનું ક્ષત** ( Ulcer of os ) કમળનુ ચાંદુ. કેટલીક વખત આ ચાંદુ ઉપરછલુ હોય છે અને કટલીક વખત તે ઉંડુ હોય છે. આ દરદને લીધે રૂતુ ઘણુંજ આવે છે (લોહીવા થાય છે) તેમજ અનિયમિત આવે છે. કમરમાં સખત દુખાવો થાય છે. પ્રદર (નબળાઇ) ઘણોજ વહે છે.

પ્રદરવિનાશક બે વાલપુર એક વાલ નાગકેસર સાથે મધમા મેળવી ચાટવાથી અથવા નવટાંક દુધ સાથે લેવાથી એક અઠવાડીયામાં સારો ફાયદો થાય છે ચાંદુ રૂઝાઇ જાય છે ને કમળ રોગ રહિત બને છે આ દવા લેતા સુધી, આરામ લેવાથી તેમજ ખટાશ તથા ગરમ ખોરાક ન ખાવાથી ઘણોજ સારો ફાયદો થાય છે.

**ગર્ભાશય ગ્રંથી** ( Uterine tumour ) ગર્ભાશયમા સોપારી જેવી ગાંઠ છે; આ ગાઠ કેટલીક વખત વધી જાય છે ને ગર્ભ જેટલી મોટી થાય છે. જ્યાંસુધી આ ગાઠ નાની હોય છે ત્યાં સુધી ઘણું દુખ દેતી નથી, પરંતુ જ્યારે તે વધી જાય છે ત્યારે ગર્ભા-

શયમાંથી પ્રદર ( નબળાઇ ) જાય છે. આ ગાઠ કાપી નાંખ્યા સિવાય મટવી ઘણીજ મુશ્કેલ છે, વળી તે કાપી નાંખવામાં જીંદગીનો ભય છે આવું સખ્ત દરદ છે તો પણ હમારી પ્રદર વિનાશક છ માસ સુધી કાયમ લેવાથી આ દરદ તદન નાબુદ થાય છે; ગાંઠ વેરાઈ જાય છે, અટકાવ સાફ આવે છે અને ગર્ભાશય રોગ રહિત બને છે

બે વાલપુર પ્રદર વિનાશક થોડા મધમા અથવા દુધમાં લેવી; ગરમ ખોરાક બધ કરી સાદો ખોરાક લેવો, ખટાશ બધ કરી દુધનુ સેવન કરવુ, આરામ લેવો તથા સસાર સુખ ન ભોગવવાથી આ ગાઠ વેરાઇ જાય છે

**ગર્ભાશય ભ્રશ**—( Prolapsus Uterus ) આમણુની માફક ગર્ભાશય હેઠુ ઉતરી બહાર આવે છે તેને ગર્ભાશય ભ્રશ કહે છે આ દરદ ઘણુખરૂં મોટી ઉમરની સ્ત્રીઓને થાય છે. વારવાર પ્રસવ થવાથી બસ્તી પહોળી થાય છે અને ગર્ભાશય બહાર આવે છે ગભાશયમા ગાઠ થવાથી, કરાજવાથી અને ગર્ભસ્થાનના બધો ઢીલા થવાથી ગર્ભાશય ખસીજઈ બહાર આવે છે આ દરદ માટે પ્રદરવિનાશક સર્વોત્તમ ઈલાજ છે તે ગર્ભસ્થાનને શક્તિ આપી ઠેકાણે લાવે છે એટલુજ નહિ પરંતુ ગર્ભાશયના રોગો મટાડી ઢીલી પડલા નસોને મજબુત કરે છે માત્ર એકજ માસ જેટલી ટુક મુદતમા ઘણોજ ફાયદો કરે છે માત્ર બે વાલપુર દવા થોડા મધ અથવા દુધ સાથે મેળવી પીધાથી આ દરદ મટે છે દવા ખાતા સુધી ગરમ તેમજ ખાટા પદાર્થો ખાવા નહિ. બહુ શ્રમ કરવો નહિ. આ પ્રમાણે કરવાથી સારો ફાયદો થાય છે.

**સ્ત્રી અડનો વરમ.** (Inflammation of the ovary)

આ દરદમાં પેડુની બાજુમાં ચસકા મારે છે, પેસાબ લાલ ઉતરે છે, પેઢામાં ગાંઠ જેવું લાગે છે, ઝાડો ઉતરતાં દરદ થાય છે. પ્રદર પણુ જાય છે. તાવ, મોળ, ઉલટી, પેટમા વાયુ વીગેરે થાય છે.

પ્રદરવિનાશક આ દરદમાં સારો ફાયદો કરે છે બે વાલપુર થોડા મધ અથવા દુધ સાથે માત્ર ૫ દર દીવસ લીધાથી આરામ થાય છે. દવા લેતા સુધી ખાટા તથા ગરમ પદાર્થો તેમજ ભારે ખોરાક ખાવા નહી, ઠંડા પાણીનું સ્નાન, ઠંડી હવા તથા સસાર-સુખનો ત્યાગ કરવો પેટ ઉપર ગરમ કપડુ રાખવુ તથા ગરમ પાણીથી કટિ સ્નાન કરવુ

હિસ્ટીરીઆ. ( Hysteria ) આ મગજનો વ્યાધિ છે, પરંતુ અજ્ઞાન લોકો તેને ભૂતનો આવેશ માની ભૂત કાઢવાના મૂર્ખાઇ ભરેલા ઉપચારો કરે છે. હિસ્ટીરીઆનો રોગ વિશેષ કરીને સ્ત્રીઓને લાગુ પડે છે, માટેજ તેને સ્ત્રીઓના રોગમા વર્ણવવામા આવ્યો છે.

આ રોગ ગર્ભાશયના વ્યાધિને લીધે, અટકાવ ન આવવાથી, અટકાવની ખામી તેમજ લોહીવાન લીધે, અતિ કામવિકાર, અતિ વિષયાશક્તિથી ઉત્પન્ન થાય છે. નબળાઇમા ઉછરેલી છોકરીઓનું મન પ્રેમની અને વિષયની વાતો વાચીને અથવા સાભળીને તરેહવાર ખ્યાલાથી ઉશ્કેરાય છે તેથી અથવા કામવિકારથી, તેની અતૃપ્તિથી, પુરૂષ સાથે અણબનાવથી તેમજ, આતવ ( અટકાવ ) અશુદ્ધ હોવાથી આ રોગની ઉત્પત્તિ થાય છે

આ દરદમાં દરદી ખેચતાણુ વિશેષ કરે છે, બેભાન થાય છે, લવરી કરે છે, ઉલટી, ઓહીયા ઓહીયાં થાય છે. શરીરમા બળતરા છાતીમાં દાહ, ગભરામણુ, રડવું વીગેરે ચિન્હો થાય છે

ગર્ભાશયના રોગોને લીધે ઉત્પન્ન થયેલો હીસ્ટીરીઆ પ્રદરવિના-શ.થી મટે છે. એક માસ સુધી નિયમિત રીતે બે વાલપુર સવારમાં એકજ વખત થોડા મધ અથવા તો દુધ સાથે લીધાથી ગર્ભાશયના તમામ દરદો નાબુદ થઇ હીસ્ટીરીઆ મટાડે છે. ખટાશ ખાવી નહિ દુધ અને સાદો ખોરાક લેવો તથા બ્રહ્મચર્ય પાળવુ.

છોડ—( Mole Pregnancy ) ગર્ભ રહ્યા પછી અમુક મુદતે ગર્ભ વધતો અટકી પડે ને તેની આસપાસનો ભાગ વધે, ગર્ભ રહ્યાના ચિન્હો બંધ પડે અને ગર્ભ સુકાઇ જાય તેને છોડ કહે છે આવું છોડનું દરદ કવચિતજ થાય છે ઘણી વખતે બીજા વ્યાધિને લીધે ગર્ભાશયમા ગાઠ જેવુ થાય અજ્ઞાન સ્ત્રીઓ તેને છોડ સમજી તેનો ઉપાય કરતી નથી અને ઘણી દુખી થાય છે. ખરૂ જોતા ગર્ભ રહ્યા પછી તે વધતો અટકી પડે ને લોચા જેવો પડી રહે તેને છોડ કહેવુ જોઇએ ગર્ભ નાબુદ થઇ તેના પડ માસના લોચા જેવા થાય છે અથવા તેના પડની વચમા રક્તસ્રાવ થવાને લીધે ગર્ભના લોચો વળી જાય છે અથવા ગર્ભના પડમા સડો થઇ તે પોષણ પામતો અટકી જાય છે. છોડમાં ગર્ભ મૃત્યુ પામે છે પરંતુ છોડને પોષણ મળવાથી તે વધે છે અને છેવટે પડે છે અથવા તો સુકાઇ જાય છે છોડ પડે છે ત્યારે ગર્ભપાત જેવા ચિન્હો થાય છે

પ્રદરવિનાશક દવા છોડને પલાળે છે ત્રણ માસ સુધી તે નિયમિત રીતે લેવાથી તે પલળીને પડે છે અથવા સુકાઇ જાય છે ને ગર્ભાશયને સુધારી ફરીથી ગર્ભ ધારણ કરવા લાયક બનાવે છે. દરરોજ સવારમાં બે વાલપુર દવા થોડા મધમા અથવા દુધમા લેવી. ખટાશ ખાવી નહિ, દુધનુ સેવન કરવું

